गुजरात वर्नाक्युलर सोसाइटी प्रबंधमाळा.

# हुंनरखाननी चढाई.



કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઈ. એ.

સુરતની એંડ્રુસ લાઇબ્રેરીમાં સન ૧૮૫૧ માં

**વાંચેલી કવિતા.**

ઇચ્છો સૌ જન અંતરે, સુખસંપત સંજોગ;
વિવિધ વધારો વેગથી, દેશ વિષે ઉદ્યોગ.

આવૃત્તિ ૧૩ મી-પ્રત ૨૦૦૦

:o:

અમદાવાદ,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ.



સંવત ૧૯૫૫. ઈ. સન ૧૮૯૯.



કિંમત ૧ આનો.

૭૨૦૧



अमदावादः

રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

# हुनरखाननो चढाई,
## હિંદુસ્તાન ઉપર.
### સોરઠા.

વંદન કરી બહુ વાર, ગણિ વળિ પ્રભુ અગણિત ગુણો,
સહિ સજ્જન આ ઠાર, મળિ સુંદર ભાષણ સુણો. ૧

### દોહરા.

સુણજો સજ્જન સૌ તમે, એક વિવેકની વાત;
અંતર આંખો ઊઘડે, જે શુણતાં સાક્ષાત. ૨
આજ આપણા દેશમાં, અફિણ, મજીઠ, કપાસ;
એ ત્રણ અતિશય ઉપજે, એમાં ઉધમ વાસ. ૩
એ થકી દ્રવ્ય વિદેશનું, આવેછે આ દેશ;
એજથકી આ દેશની, વધિ વિખ્યાતિ વિશેષ. ૪
પણ હુંનર નરમાં નથી, નથિ વળિ સઘળો શોધ;
કુળ ઉદમ સહિકો કરે, બીજો ન ધરે બોધ. ૫
કુળ ઉદમ તુટે કદી, તો તુટે નર તેહ;
અવર ન બુદ્ધિ ઉપજે, અચરજ જેવું એહ. ૬
ચીન વિલાયતમાં વધ્યા, હુંનર પ્રકટ હજાર;
એઓએ આ દેશની, નિર્ધન કરી બજાર. ૭
ગિજનીવાળો લઇ ગયો, સોમેશ્વર શોભાય;
એમ હુંનરખાં હરિ ગયો, મોટી લક્ષ્મી–માય. ૮
હુંનરખાન *વણુરાજનો ઉચરૂં ઝગડો આજ;

---

* કપાસ.

કાન ધરી પ્રીતે કરી, સુણજો સકળ સમાજ. ૯<br>
સુંદર દેશ સુહામણો, તાજો હિંદુસ્તાન;<br>
ઉદ્યમપુર એમાં વસે, સુખ સંપત્તિ નિધાન. ૧૦<br>
સર્વ રાજાનો રાજીઓ, રાજ્ય કરે ધણુરાજ;<br>
ચાકિણ મજીઠ બે અનુજ છે, *જેની જગમાં લાજ. ૧૧<br>
જમે બારે પરદેશના, ભૂપતિ જેને ઘેર;<br>
દશે દિશાઓ વશ કરી, ગઢપતિ કીધા ઠુંજેર. ૧૨<br>
સેવે ચાર વરણ સદા, કસુર કરે નહિ કોય;<br>
અગણિત જેને આંગણે, હય હાથી રથ હોય. ૧૩<br>
કહું તેની કુળ દેવિકા, લક્ષ્મી નામ લખાય;<br>
જે આસો વદી તેરશે, પ્રેમ સહિત પૂજાય. ૧૪<br>
જેને નિજ પગ પરસતાં, હિંદુ દિલ દુભાય;<br>
સભા વિષે સાચો થવા, લક્ષ્મીના સમ ખાય. ૧૫<br>
કંઈ દિન પ્રતિ દર્શન કરે, પોઢી ઉઠી પ્રભાત;<br>
નિરખી બિજના ચંદ્રને, નિરખે લક્ષ્મી માત. ૧૬<br>
પ્રભુની પટરાણી ગણે, જેથી જગત અશોક;<br>
પ્રતિદિન કંઈ પુજા કરે, હેતે હિંદુ લોક. ૧૭<br>
દરિયાની તે દીકરી, મોટી જગની માત;<br>
દમડી પૈસા રૂપિયા, પ્રકટ રૂપ પ્રખ્યાત. ૧૮<br>
અધિકો એથી સ્વર્ગમાં, દેવ ન દીસે કોય;<br>
ઇંદ્ર સદા સેવક થઇ, લક્ષ્મીને વશ હોય. ૧૯

* નાના ભાઇઓ ઠુંઉરાવ્યા.

## ચોપાઇ.

એમ કુળદેવી પ્રતાપે આજ, રાજ્ય ચલાવે * શ્રીવણુરાજ;
કીર્તિ તેની શુણિને કાન, ખટ્ટ પડ્યો નૃપ હુંનરખાન. ૨૦
જેનું ચીન વિલાયત રાજ, ઘણી ઘણી ફોજોનો આજ;
જંગખાન જેનો પરધાન, ભારે બળિયો ભૂત સમાન. ૨૧
તે પ્રતિ બોલ્યો હુંનરખાન, અંતરમાં આણી અભિમાન;
"રાંક આપણિ લે વણુરાજ, તો શા લેખે આપણિ લાજ? ૨૨
સાચું બોલ તજીને સોર, શાથિ કરે વણુરાજા જોર?"
વદે પ્રધાન "સુંણો નૃપ વાત, મહાલક્ષ્મિ એની કુળ માત. ૨૩
સદા પ્રસન્ન છે તેને શીશ, તેથી વશ કીધી દશ દીશ;"
ખૂંખારી કહે હુંનરખાન, "હાથ કરૂં હું હિંદુસ્તાન. ૨૪
તોડું દેવળ લક્ષ્મી તણું, પરમ પરાક્રમ છે આપણું;
લક્ષ્મી લાવું પકડી કેશ, નહિતો દેહ તજું પરદેશ. ૨૫
ક્વારિ જેમ સુલતાને કરી, સોમેશ્વરની શોભા હરી;
એજ રીતે વરતાવું આણ, તો બીબીજાયો મુજ જાણ." ૨૬
પછિ કરજોડી કહે પ્રધાન, "સમર્થ નહિ વણુરાજ સમાન;
અખિલ જગત જેને વશ આજ, મોટો તે મહિપતિ મહારાજ. ૨૭
લક્ષ્મી શી રીતે લાવિયે, કેમ કુશળ પાછા આવિયે?
અક્ષિણુસિંહ છે એનો ભ્રાત, વિશ્વ વિષે તે પણ વિખ્યાત. ૨૮
બળિયો એ બંનેથી કોય, હું જાણું જગમાં નહિ હોય;

* કપાસ.

:

મોટા જોદ્ધા ચોળ મજીઠ, પાછો હઠી ન આપે પીઠ. ૨૯
સઉના શિરપર ધારે પાય, યોધ્ધો તે કયમ જીત્યો જાય;
એ છે ખરાખરીનો ખેલ, તે તલમાં નહિ પામો તેલ. ૩૦

## પધરીછંદ.

અતિ અગમ દેશ હિંદુસ્તાન, વળિ વિકટ પંથ ભૂમી ભયાન;
સજિ સૈન્ય સંગ જવું દેશ દૂર, અનહદ શહેર ઉધમી પૂર. ૩૧
તે મધ્ય ધિંગુ છે લક્ષ્મિધામ, હરિ શકે કોણ જન રાખિ હામ;
વિદ્યા વિચિત્રનો કઠણ કોટ, રખવાળા કારિગર એનિ ઓટ. ૩૨
ગજદંત દેવિદ્વારે કમાડ, વેપાર થંભ પ્રૌઢા પહાડ;
સોનાનિ ખાણ શીખર સુરંગ, નિર્મળ હિરામણિ મોતિ નંગ. ૩૩
ઉચરાય રાગ રૂડા રસાળ, વાજિત્ર નિત્ય વાજે વિશાળ;
ઝણણાટ શબ્દ ઝાલર કરંત, ઘણણાટ ઘંટ કેરા અનંત. ૩૪
મહાલક્ષ્મિ મધ્ય વીરાજમાન, કહું રૂપ તે તણું સુણો કાન;
સઉ વસ્તુ મેળવી શકે સાથ, હું જાણું જે હશે ચાર હાથ. ૩૫
દરશી અદૃશ્ય બહુ ઠામ થાય, તે માટ લક્ષ્મિ ચપળા લખાય;
જેને પ્રસન્ન જગદંબ આપ, પરિપૂર્ણ તેજ પામે પ્રતાપ. ૩૬
જગદીશકેરિ પટરાણિ જાણિ, વડિ રૂપવાળિ કવિએ વખાણિ;
સેના અસંખ્ય રાખે સદાય, જન કોઇ તેથિ જીતી ન જાય. ૩૭
હથિયાર જાત હાથે હજાર, તરવાર ઢાલ બરછી કટાર;
ત્રીશૂળને છરા ધનુષ તીર, ધારી શકે ન અરિ ઉર ધીર. ૩૮
દીઠા અનેક તે પાસદાસ, એથી ન જીતવા થાય આશ;

મહારાજ આજ સખિયે ઊર, કો સમે કાજ કરશું જરૂર. ૩૯
સહસા ન સૂધરે કોઇ કામ, ધીરજે સાધિયે શત્રુધામ:
ધીરજે સાધિયે શ્રેષ્ઠ ગ્રંથ, ધીરજે કાપિયે પ્રૌઢ પંથ ૪૦

## પ્લવંગમ છંદ.

ક્રોધ પામિને પુનર, હુંનર નર ઊચર્યો,
"રે ગુણવાન દિવાન, દિલે કયમ તું ડર્યો ?
શણુ મારૂં સામર્થ્ય, વ્યર્થ તજ શોક તું,
જુઠી જવા દે જિકર, ફિકર કર ફોક તું. ૪૧
હુંનરતણા નર હોય, ફિટાડે ફોજને,
આપે ઉચકે એક, બહુ મણુ બોજને;
વાહન હય રથ હાથિ, લક્ષ્મિનાં લેખ તું.
બહુ અગ્નીરથ બોટ, અમારાં દેખ તું. ૪૨
પવન પ્રમાણે ગમન, જગતમાં જેહનું.
વળતી હવે વિચાર, બહુ બળ કેહનું?
લક્ષ્મીના લખનાર, હજાર લખે મળી,
એક અમારો છાપ–ખાન લખિ દે વળી. ૪૩
લક્ષ્મીના જન લાખ, નજર ઊંચે કરે,
પર્વત-શિર પર્યંત, વળી કદિ વીચરે,
ગૃહ ઉપગૃહનાં ભુવન, નહી દેખે નકી,
તે સઊ દેખે તરત, હુકમ મારા થકી. ૪૪
મારા જનની ગાડિ, જાય જળ અંતરે,
વસ્ત્રતણે વીમાન, ચડી નભ સંચરે;

કાષ્ટ પૂતળી પાસ, સુકામ કરાવિયે,
કોઇ પડે નહિ કષ્ટ, વસ્તુ ઉપજાવિયે. ૪૫
લક્ષ્મીને ભુજ ચાર, અમારે વીશ છે,
ઉત્તમ કુળ અવતાર, ગતી દશ દીશ છે;
બુદ્ધિ મારી માત, *ગણાધિપ તાત છે,
લાભ લક્ષ બે ભ્રાત, વિશ્વ વિખ્યાત છે. ૪૬
વય છોટીમાં વસ્યો-છું, હિંદુસ્તાનમાં,
કીધી કંઇ સહાય મનુષ્યના જ્ઞાનમાં;
શિખવ્યાં પટ હથિયાર, સુરીત સુધારવા,
ખેતી કરિ ખોરાક, અધિક ઉદ્ધારવા. ૪૭
ધાતુ ઔષધિ શોધ, રાજની નીતિઓ,
ગૃહમંડળ અનુમાન, ખગોળનિ રીતિઓ;
એ આદિક અતિ જુક્તિ, વધારી વેગથી,
સર્વે શિખવ્યો શોધ, ભલા રસ ભેગથી. ૪૮
જ્યાં મહમદિયન જોર, જણાયું આકરૂં,
ઘણો ફેલ્યો ગભરાટ, સુજ્ઞાન ઘટ્યું ખરૂં;
હું મારૂં લઇ કુટુંબ, વસ્યો આ દેશમાં,
વધતે વર્ષે થયો-છું, જોબન વેષમાં. ૪૯
હિંદુ મટી હું હાલ, થયોછું યુરોપિયન,
કોઇ ન જાણે મને, હતો આ હિંદુજન;
ચીન વિલાયત આજ, રાજ મારૂં ઠર્યું,

*ટોળાનો ઉપરી.

હિંદુની હરૂં દેવિ, અધિક તો આબરૂ." ૫૦

## દોહરા.

મંત્રિ કહે મહિપતિ શુણો, "તે ન તરતનું કામ;
એતો પુર નથી આપનું, નથી બાપનું ધામ." ૫૧
હુંનરખાન બોલ્યો હવે, "કરો કહું તે પેર;
જેને આશા જીવની, બસ જઇ બેસો ઘેર. ૫૨
અક્રિણુસિંહ જે આપણું, જર જોરે લઇ જાય;
જેની બુદ્ધી જાગતી ખુશીથી કેમ ખમાય. ૫૩
*ગભરૂને કર ગોળ દઇ, ઠગ જન ઠગે રતંન;
તેમજ જ્યાં જન તુચ્છમતિ, ધરણી રહે ન ધન. ૫૪
જાય હરી જર આપણું, અક્રિણુ મજીઠ કપાસ;
મન જાણો જીવતા મુઆ, અન્ન ન ખાધું ઘાસ. ૫૫
માનવી મારા મુલકનાં, અક્કલમંદ અતુલ્ય;
પકડી અફીણુ કપાસને, દામ ન દેવે મૂલ્ય. ૫૬
વણુરાજનની વરિતના, સુતા પુરૂષ સદાય;
જડે નહીં નર જાગતો, જે મુજને લઇ જાય. ૫૭
કોઇ પ્રબંધ ન બાંધશે, જ્યાં લગી પીતળ પાલ;
આંખો મીચી ઉંઘશે, માણસ તે શા માત્ર. ૫૮
તે માટે ત્યાં મોકલો, વડો પરાક્રમી વીર;
તોડે હિંદુસ્તાનને, એવો કોઇ અમીર". ૫૯
શુણિ બોલ્યો સરદાર નર, પડે માદરપાટ;

* છોકરૂં.

"લાવું લક્ષ્મી લૂટીને, એતો તજો ઉચાટ." ૬૦
"સૂર ! તને સાબાશ છે"! બોલ્યો હુંનરખાન:
"ચાંપ કરીને ચાલજો, છો છળ ભેદ નિદાન." ૬૧

## ભુજંગી છંદ.

રૂડી ફોજ ત્યાં તે ચઢી શ્વેત રંગે,
ભરાયાં ઘણાં નાવ ભારે ઉમંગે:
સજયાં બાણુ ચીને ફટાકા સહાયી,
લઇ ફોજ ચાલ્યો મચાવા લડાઇ. ૬૨
તુટે જેથી લક્ષ્મી તણા તુર્ત કિલા,
હઠે શસ્ત્ર લૈ વીર ચાલ્યા હઠીલા;
ઘણે જોર હિંદુ તણે દેશ આવ્યા,
હણી હદથી હિંદુઓને હઠાવ્યા. ૬૩
કહે "ત્રાહિ! ત્રાહી"! મુખે હિંદુ ત્રાઠા*,
ન ઉભા રહે હામ મેલીજ નાઠા;
દસે દીશામાં બાણુ ફેંકે ફડાકા,
જનો જાગતા શીર લાગે સડાકા. ૬૪
ઘણો દેશ હિંદુ તણો ઘેરી લીધો,
ખરો કોટ લક્ષ્મી તણો ખંડ કીધો;
દિઠાં દેવળે શીખરો તોડી દીધાં,
કમાડો વળી દ્વારનાં ખંડ કીધાં. ૬૫
રૂઠયો ફોજ લઇને ઉઠયો હિંદુ રાજા,

*ત્રાસ પામ્યા.

રચ્યો જુદ્ધ રાખી મહાદેવિ માજા;
લડે લક્ષ રાખી હડે કોણ હારી,
કરી ચોંપ ચાલે ભરી નાવ ભારી. ૬૬
મચી એક બીજા તણા દેશ માંહી,
કરે કીર્તિ વિસ્તાર પોતાની ત્યાંહી;
ન હારે ડરે કે ધરે પાવ પાછા,
કરે જુદ્ધ મારે મરે શૂર સાચા. ૬૭
લહે એક બીજા તણું દ્રવ્ય લૂંટી,
ખજાનો ન એકે તણો જાય ખુટી;
ન કો કાયને જુદ્ધમાં જાય જીતી,
ન કો કાયથી તે ફરે ફોજ બીતી. ૬૮
ગડુડે વળી તોપ જંજાળ ગોળા,
હડુડે મહા મેઘનાં જેમ ટોળાં;
ધણેણે ધરૂજે ધમ્મકારથિ ધર્તી,
ભણેણે ભલી જેમ સિંધુની ભર્તી. ૬૯
ઘણાં ધુધવે આગના કોક બાણું,
ખપ્યા કૈંક તેનાં ન લાધે ઠેકાણું;
તહાં કાયરો લોક ખુણા તપાસી,
તજી હામ તે ઠામથી જાય નાશી. ૭૦
ચડાવે મુછે તાર જે રાણિજાયા,
રહે શત્રુ સામા ભલા ક્ષત્રિરાયા
તહાં ગાયકા નાયકા સિંધુ ગાવે,

ઝુઝાઉ-સ્વરે જુદ્ધ વાજાં બજાવે. ૭૧
સુરા શત્રુને સામ સામા પ્રચારે,*
તજી આશ જીવ્યા તણી શસ્ત્ર ધારે;
કહે "માર મારો" ! ફરે આંખ ફાટી,
ખરા આગળે જાય તે કોણ ખાટી. ૭૨

## દોહરા.

જાણ થયું અસુરાણને, બોલ્યો તે બળવાન;
"લક્ષ્મીને નહિ લઇ શકયા, તુટયો ન હિંદુસ્તાન. ૭૩
સાંભળ તું સેનાપતી, શત્રુ મુલક મોઝાર;
આ અવસર છે આપણી, કોઇ મદદ કરનાર ?" ૭૪
સુણી સેનાપતિ ઉચર્યો, "સુણો શાહ સુલતાન;
હરકોઇ સુભ આપણું, વહેમખાન ગુણવાન. ૭૫
જેને આપણી જમીનથી, કીધો દેશ નિકાલ;
ભુત જાદુને ભોળપણ, જેનો વંશ વિશાળ. ૭૬
લાલ વસેછે હિંદુમાં, કષ્ટ અધિક કરનાર;
અવળો નિત્ય ઉપદેશ દઇ, આપે કુમતિ અપાર. ૭૭
કામનિઓને તે કહે, 'વરજો વિદ્યાભ્યાસ;'
'કરવો નહિ નર કોઇને, કદિ પરદેશ પ્રવાસ.' ૭૮
'ભણતર જે ઝાઝું ભણે, નિર્ધન નિશ્ચય થાય.'
'વળી બહુ પુસ્તક વાંચતાં વ્યર્થ વખત વહી જાય. ૭૯
એ રીતે ઉપદેશ બહુ વખતો આપે વેમ;

*તજી.

આળસ ને અજ્ઞાન પણ, આપણું હરછે ક્ષેમ. ૮૦

## હરિગીત છંદ.

પણ એક શત્રુ આપણા, થાવા ન દે મન ભાવતું;
એથીજ ઝાઝું જોર આપણું, ફોજનું નથિ ફાવતું;
સરદાર સાહિબ લોક તે, એ લોકનું અતિ પ્રિય કરે;
સમભાવ રાખે સર્વ શિર, દિલમાં દયા ધરતી ધરે. ૮૧
અજ્ઞાન આળસ વહેમના, થઇ શત્રુસમ લાગ્યા રહે;
હિત ચહે હિંદુસ્તાનનું, તજી કપટ નિત સાચું કહે;
પુસ્તકોશાળા પાઠશાળા, વિરચિ વિદ્યા વિસ્તરે;
કદિ ગરથ ખરચે ગાંઠનું, સહુ લોક જેથી સુધરે. ૮૨
અતિ ગુપ્ત વાતો આપણી, ભેદૂ બની રહે ભાખતા;
સચા ખજાના સર્વ સ્થળ, રતિએ ગુપત નથિ રાખતા,
પેસાર ને નીકાલ ત્યમ, દરબાર ચિત્રે ચિત્રમાં;
દેખાડિ દુનિયાને કરેછે, ચતુર હુંનર ચરિત્રમાં. ૮૩
કોહાડિ સાથે કાઠનો, હાથો મળે તરુનાશ છે,
અરિ તેમ દેશી આપણા, જેનો તહાં સહવાસ છે;
સાહિબ સલામત ગરિબપરવર, સુણો હુંનરખાનજી!
કોઇ વખત તમને બાંધિને, સોંપશે હિંદુસ્તાનજી. ૮૪
ભય ભારિ અમને એહનું, બીજાથકી બિહિતા નથી;
મન સાચિ કરિને માનજો, જે કથા તમ આગળ કથી."
સુણિ બોલ હુંનરખાન બોલ્યો, "છેક વાત ન છંડિયે;

પડિયે જહાં લગિ પરવશે, મન રાખિ સામા મંડિયે. ૮૫
ખુદ મદદ તો કરશે ખુદા, ચિનદેશથી ચઢિ ચાલવું;
લૂટવું દેવળ લક્ષ્મિનું, પોતાનું બોલ્યું પાળવું;
પણ જાણજે જો, જંત્રખાં, તું પડિશ હિંદૂ હાથમાં:
પડશે પછી તો આપણા, ભંગાણ સઘળા સાથમાં." ૮૬

## દોહરા.

ચડી ફોજ બડિ ચીનથી, બહુ ગાજ્યું બ્રહ્માંડ;
કાગળ કાચ બિલોર તજ, સોમલ રેશમ ખાંડ. ૮૭
ચાહ ફટકડી સાદડી, કલાઇ આદિ અનેક;
ચડિ ચાલ્યા હિંદુતણી, તરત તજાવા ટેક. ૮૮

## તોટક છંદ.

ચડિ ફોજ મહાબળિ ચીન તણી,
બલિ બાતથી હિંદુસતાન ભણી;
વણરાજ વિચાર કરી ઉચરે,
લડવા કુણ આજ ઉમંગ ધરે. ૮૯
શુણિને શુરવીર અપીણ ઉઠયો,
કર મેલિ મુછે રિપુ શીશ ઉઠયો;
ઘનશ્યામ સ્વરૂપ સુગૂણ ઘણા,
તનરોગ હરે જન રોગિતણા. ૯૦
વણ કાજ ન રોજ મિલાપ ગમે,

દિન દીન મિલાપથિ દેહ દમે;
હણિ જોર વળી ધન તુર્ત હરે,
કિરતી હણિ ગર્ધવ તુલ્ય કરે. ૮૧

સજિ સેન ચિતે ધરિ એજ ચડયો,
ચિન ચોક વચે જઇ આપ અડયો;
ધન લૂટિ ધરે નિજ પૂર પ્રતી,
પરદેશ વિષે કરિ પ્રૌઢ ગતી. ૮૨

## દોહરા.

અજિણસિંહ ચિન ઉપરે, બહુ લડિયો નિર્બંધ;
ચિન હિંદ્ર વચ્ચે વધ્યો, ધરણી ઊપર ધંધ. ૮૩

## શંખધારી છંદ.

ધરે ધંધ ભારી, મરે મર્દ નારી;
લડે ફોજ ટોળાં, ઉડે આભ ગોળા. ૮૪

ડરે દીલ કાચા, મરે શૂર સાચા;
કહે "માર મારો ! રિપૂને વિદારો" ! ૮૫

તુટે હાથ માથાં, ખુટે ખૂબ બાથા;
પડે જોર પૂરા, વઢે વીર શૂરા. ૮૬

હૈયે હામ પૂરે, તજે ત્રાસ દૂરે;
ખરે દીલ ખેલે, મહા બાણ મેલે. ૮૭

મળી મર્દ મંડે, રિપૂ ખડ્ગ ખંડે;

ભગે ભૂમિ ભાસે, ન મર્દોજ નાસે. ૯૮
પડે તૂટિ પાળા, ખુદા કોણ ખાળા:
મરે લોહ ધારા, પડે આરપારા. ૯૯
લડી માર લાગે, ભલા અંગ ભાંગે;
વિરો હાક વાગે, જહાં જુદ્ધ જાગે. ૧૦૦
પ્રલેકાળ કેવો, ઉઠે શબ્દ એવો;
ગિરી જેમ ફૂટે, છતા ગર્ભ છૂટે. ૧૦૧
થયો તો ન થાશે, સુમથે ગવાશે;
વડો ધંધ વીત્યો, જુદ્ધો હિંદુ જીત્યો. ૧૦૨

## તોટક છંદ.

પરતી અતિ આણ અરીણ તણી,
ચિન ભૂમિ પગે પણ ચાંપિ ઘણી;
પછિ હુંનરખાન પ્રજા સઘળી,
મળિ પ્રૌઢ વિચાર કરે પ્રબળી. ૧૦૩
"હમણાં નહિ આપણી હામ રહે,
ઉલટું ધન લૂટી અરીણ લહે;
જગવ્યો વડ સિંહ સુતો સુખમાં;
કર ઘાલ મણીધરના મુખમાં. ૧૦૪
સમજ્યાવિણ કામ અશુભ થયું,"
કરિ કષ્ટ ચિનાધિશ એમ કહ્યું;
"સજજે જન સંગ અરીણ તણો,

ધન માલ લુટી વળિ પ્રાણુ હણો. ૧૦૫
લગરીક અશીણ લહે ઘરમાં,
કરિ કેદ કસો પગને કરમાં;
બહુ પ્રાણિતણાં ધન પ્રાણુ હર્યા,
દુખવંત અંત્યંત મનુષ્ય કર્યા." ૧૦૬
ભડ તોય હઠયો ન અશીણુ ભલો,
કરિ હાથ રહયો ચિનદેશ કિલો;
પછિ હુંનર ખપ્ટ બહૂ પડિયો,
ચિત ચાહિ વિલાયતથી ચડિયો. ૧૦૭
કરિ ક્રોધ દિલે બડ જોદ્ધ કહે,
"રણખેત લડો જયમ લાજ રહે;
કહિ વેણુ મુખે નહિ જે કરિયે,
બકવા કરનાર બધા ઠરિયે." ૧૦૮

## દોહરા.

જંત્રખાન મંત્રી કહે, "હવે ન હારો હામ;
સાહિબશ્રીના શુકનથી, કરિશ સિદ્ધ સઉ કામ." ૧૦૯
રચિ પર્વત જેવી પછી, અગણિત બોટો આગ્ય;
હિંદુસ્તાન તરફ જવા, બાંધિ સિંધુપર પાગ્ય, ૧૧૦

## નારાચછંદ.

વિચારિ મંત્ર મંત્રિ જંત્રખાન ફોજ મેળવી,

તપાશી કૈંક શૂર વીર ધીર જોઈ કેળવી;
અનેક રંગ અંગ નંગ છીંટનાં ચલાવિયાં,
અપાર તાર તેજ વાર, ધાતુના બનાવિયાં. ૧૧૧
વિચિત્ર ચિત્રવંત વસ્ત્ર અસ્ત્ર શસ્ત્ર ધારિયાં,
અનેક રાચ કાચનાં, અસાચનાં ઉતારિયાં;
ઘણાંક કાઠનાં ઘડી, દડી બનાવિ સૂત્રની,
કરી ઘણી કરામતો પ્રસિદ્ધ †પૃથ્વિપુત્રની. ૧૧૨
સપાટ પાટિયાં ખિલા કરેલ સંચ કૂંચિયો,
સિવ્યાનિ સોય, ચાકુ ભાત ભાત જાત ઊંચિયો;
ગણ્યા નહી ગણાય કે ન થાય લેખું લેખતાં,
મનુષ્ય મોહબંધ થાય અંધ તુર્ત દેખતાં. ૧૧૩
ફરી ઘણીક ફોજ આવિ હિંદુદેશ ફોડવા,
ઉજાડિ ઉદ્યમીપુરી તમામ ધામ તોડવા;
લુટી અનેક ઉદ્યમીતણી બજાર આવતાં,
તુટી ઘણીક પેઢીયો હથ્યારથી હઠાવતાં. ૧૧૪
ઉચ્ચારિ "હાય ! હાય !" લોક પંથ જાય પાંશરે,
કહેજ "ત્રાહિ ! ત્રાહિ !" ત્યાં સહાય કોણ જૈ કરે;
મલેછ લૂટનાર લક્ષ્મિમંદિરે મળી ચઢ્યા,
અધીણ રૂ મજીઠ તે બિતા ફરેજ બાપડા. ૧૧૫

† પત્થરની.

સમૂળ કોટ પાડિને ઉપાડિ લક્ષ્મિમૂરતી,
ઝલાય કેમ હાથ? ઊભિ હિંદુ ફોજ ઝૂરતી;
સજેલ શસ્ત્ર તોય તે પડયા અપાર શોકમાં,
નહીં ઉગારનાર ચાર ખુંટ મૃત્યુલોકમાં. ૧૧૬
સુશસ્ત્ર સાળવીતણાં વિશાળ સુદ્ધ સાળ તે,
કિધાં નકામ છીંટ પાટ પેખિ તુર્ત કાળ તે;
લલીત શસ્ત્ર સાણશી ને એરણી લુહારનાં,
પડયાં નિહાળિ લોહ પાટિયાં બહુ પ્રકારનાં. ૧૧૭
સુતાર શસ્ત્ર શારડી ને વાંસલા નેં વીંઝણી,
થયાં ખરાબ પેખી મેજ પેટિ ખુરશી ઘણી;
વિચિત્ર ચિત્ર દેખિ શત્રુ વ્યર્થ ચિત્રકારનાં,
અનેક કાચ ઠામથી નકામનાં કુંભારનાં. ૧૧૮
છુટયાં હથ્યાર લેખનાંજ જોઇ છાપજંત્રને,
થયા ખરાબ ખેપિયા તપાસિ ડાગતંત્રને;
કુબુદ્ધિ રૂપિ કેદ છેક કૂળ કામ છોડતાં,
થયા ખરાબ નાતના વરાનું ખર્ચ જોડતાં. ૧૧૯
સુઝે ન દીશ એક કે વિવેક આંખ ઉઘડે,
ઉફાંદધુળ આંખ પૂરિ કર્જ ખાડમાં પડે;
થયા અનંત લોક શોકવંત આ વિરોધમાં,
મુઆ સમાન માનવી ઘણા જણાય જુદ્ધમાં. ૧૨૦

## ચોપાઇ.

લુટી મુલક હિંદૂનો લીધો, દશે દિશામાં ડંકો દીધો;
વશ કરિ જન ઉધમપુર વાળાં, તે ઘર જડયાં વિલાયતિ તાળાં. ૧૨૧

## ઝૂલણાછંદ.

જુદ્ધ વણરાજ પરદેશિ નૃપસાજનો,
આજની વખતમાં અધિક એવો,
દિલ્લિ પૃથિરાજને મ્લેછના મુલકથી,
ધોમ જાગ્યો હતો ધંધ જેવો;
ધીર સુર વીર તે નીર માગે નહી,
સ્થિર ઠરી નવ શકે એક ઠામે,
મેહેલમાં બેશિ જે મૂછિયો મરડતા,
કરડતા દંત આવ્યા ન કામે. ૧૨૨
નાશિયા લોક વેપારિ ને ત્રાસિયા,
દાસિયા નાસતાં ફરિ ન દેખે,
ઢાલ તરવાર તજિ ભડ નરો ભાગિયા,
લશકરી લોક ત્યાં કોણ લેખે?
ધમધમે ધરણિ ત્યાં કાયરો કમકમે,
ખમખમે ખડ્ગ નર થાય ખેદી,
કેંકના હાથ પગ કેંકના ભાગીયા,
વાગિયાં બાણ તનત્રાણ* ભેદી, ૧૨૩

* બખ્તર.

થાય ધડુડાટ રથ બાણ સડુડાટ વળિ,
તોપ ધડુડાટ ગડુડાટ ગોળા;
કડક કડુડાટ પડિ શીશ દડુડાટ દડિ,
વ્યોમ ફડુડાટ ધ્વજ રંગ ધોળા;
પુષ્પની સેજમાં જે નરો પોઢતા,
ઓઢતા સાલ દુસાલ અંગે;
તે નરો તરફડે ખુબ રણક્ષેત્રમાં,
ચડભડે કૈંક ટકિ એક ટંગે. ૧૨૪
ભાંગિયાં હાડ પણ લાજમાં લાગિયા,
લાગિયા કૈંક નર જુદ્ધ લડવા,
જાગિયા કૈંક નર મોહ મૂર્છા થકી,
"પાગિયા ક્યાં?" કહી બેસે રડવા;
"લૂટિયા કૈંકને કૈંકને કુટિયા,
ચૂંટિયા છોડ જ્યમ છાજ કેરા,
કોઇ નથિ વા'ર કરનાર આ વારમાં,
જેને દરબાર જન ખાય ફેરા. ૧૨૫
કોઇની જનનિએ સુંઠ ખાધી નથી,
હામ હૈયે ધરે આજ ટાણે,
જે હુંનરખાનને પકડિ કર જકડિને,
આપણા દેશમાં તરત આણે;

ક્યાં ગયા હિંદુમહારાજ પાટણપતી?
જે લડયા ખૂબ પરભાસ લુટયે,
આ સમે કેમ એ તુરત નથિ આવતા,
કામમાં લક્ષ્મિનું ધામ તૂટે. ૧૨૬
હિંદુ વટલાવતાં જવન બળ ફાવતાં,
આવતા સઘ શીવાજી વહારે,
કયાં ગયા? જે હવે હિંદુને જાળવે,
દરિદ્ર નિજ જાત જોરે વધારે;
કોણ હિંદુ ધણી રાખી ચિંતા ઘણી,
જાતું પરદેશ ધન બંધ કરશે ?
હડહડી ચાલિયું કેમ રહેશે હવે?
તૂટિયું ટાંકું જળ કેમ ધરશે?" ૧૨૭

## દોહરો.

વિકળ સકળ હિંદુ હવે, સુજે ન એકે દીશ;
ભાપણુકાર સુભાખિને, કહે નમાવી શીશ. ૧૨૮

## પધરી છંદ.

"મંડળી સિંહનર એક નામ, ઊંઘેછે એજ આલસ્ય ધામ,
લઇ કુંભકર્ણની નિદ્ર જાણિ, સુતો છે સોડ તે શ્રેષ્ઠ તાણિ. ૧૨૯
નહિતો લીધેલ મુચકુંદ નિદ્ર, પોઢયો પલંગ સુરવીર ઇંદ્ર;
દીસે હજૂરમાં ચોકિદાર, સઉ ભૂપ શેઠને શાહુકાર. ૧૩૦

તે સર્વેનેજ નિજ ધામમાંહિ, આલસ્યખાન રોકે છે ત્યાંહિ;
આડાછે વીર અજ્ઞાન વહેમ, કરે મંડળી જાગે ન જેમ. ૧૩૧
તે મંડળીક છે શૂરવીર, બહુ બુદ્ધિવંત વજ્જર શરીર;
જાગતો થાય એકે ઉપાય, તો જરૂર હુંનરખાં જીતાય. ૧૩૨
લે જંત્રખાને ઉપાડિ ત્યાંથિ, કપિ જેમ વૈદ્યઘર લંકમાંથી;
લડનાર લોકને દે ઇનામ, એ ફરિ વસાય ઉદ્યમ ગ્રામ. ૧૩૩
થાંણાં થપાય વળિ ચિન વિલાત, જાણવા શત્રુછળ ભેદઘાત;
હુંનરનાં લાવિ હથિયાર ખેંચિ, વળિ દેશિ લોકને દેજ વેંચિ. ૧૩૪
પણ મંડળીક બ્રહ્માંડ મધ્ય, નથિ હુંનર જોડ કરનાર જુદ્ધ;
જાગતાં વીર જો જશે કાળ, કરશે દરિદ્ર હિંદુ વટાળ." ૧૩૫

## દોહરો.

બાપકનાં ભાષણ સુણી, કર્યા ઉપાયો ક્રોડ;
નર મંડળિ જાગ્યો નહી, સુતો તાણી સોડ. ૧૩૬

## હરિગીત છંદ.

વડિ સોડ તાણી સુતો જાણી, નિદ્ર આણી નેણમાં,
તેને જગાવા ગલમચાવા, વિવિધ આવા વેણમાં;—
ભૂંગળ સમાને વર્તમાને, પત્ર કાને ધુધવે,
ચોપાન જ્યમકે ઢોલ ધમકે, વિર ન ચમકે ઊંઘવે. ૧૩૭
બાધક ઉચારે વારે વારે, જન પોકારે બહુ મળી,
ફિટકાર લાગે અંગ બાગે, પણ ન જાગે મંડળી;

ચિહકારવાણી વદે તાણી ઉઠે જાણી એ થકી,
તોપો વછોડે કાન જોડે, નિદ્ર તોડે તે થકી. ૧૩૮
ઉપાય ભારે કર્યા જ્યારે, પાસું ત્યારે ફેરવ્યું,
બોલ્યો ન વાણી જ્ઞાન આણી, મન ન જાણી મેળવ્યું;
ઉડિ ગઇજ આશા જોઇ તમાસા, ભણે ભાષા ભાપકો,
તે તપી તનમાં દેશી જનમાં, ધારિ મનમાં ધાશકો. ૧૩૯

## દોહરો.

"જાગ ! જાગ ! ને જો હવે, મંડળીક મતિમાન:
લાવ ! લાવ ! તું લાગ લઇ, પકડી જંત્ર પ્રધાન." ૧૪૦

## કવિત.

'હુંનર હજાર ફોજ પ્રેરી પરદેશી લોકે,
લીધો હિંદુ દેશ લૂટી ખ્યાત થૈ ખરેખરી;
થાય ન ઉપાય કશો, લોક "હાય ! હાય !" ગાય,
મનમાં મુઝાય વાત જાય નહિ ઉચરી;
પૈસાનો જ્યાંથી પેસાર બહુ થયા બંધ દ્વાર,
આળસ અપાર અનુંદ્યોગ હાથીએ કરી;
એજ ગજરાજ કુંભ કાપવાને કાજ,
જોઇયે જરૂર આજ હડીસિંહ સિંહકેસરી.' ૧૪૧

પરિકરાલંકાર.

## દોહરો.

જંત્રખાનના દ્વારમાં, આળસ હસ્તી આજ;

કેસરિસિંહના સુત વિના, કોણ હણે ગજરાજ? ૧૪૨
સુતો જગાડે મંડળિક, કરી પૂરો પોકાર;
કરજોડી તેને કરૂં, વંદન હું બહુ વાર. ૧૪૩

સમાચાર પત્રને વિનતિનું,

## કવિત.

'વાર વાર નમસ્કાર તને સમાચારપત્ર,
કરૂછું ઉચ્ચાર તે વિચાર ચિત્ત ધારજે;
સર્વ લોક હિતકાર કહે જે આ સમાચાર,
અર્થ તારા નામનો સમર્થ થૈ સુધારજે;
જાણિશું અપાર ઉપકાર તારો તો આ વાર,
આપશું આશીષ આવા સમામાં ઉગારજે;
જાગશે જો મંડળિક વીર દુઃખ ભાંગશે તો,
લાગશે અધિક પુણ્ય તુજને અપાર જે.' ૧૪૪

## દોહરા.

'વર્त्तમાન કાળે બની, વર્त्तમાન જે વાત;
વર્त्तમાન પ્રિયપત્ર! તું, વેગે કર વિખ્યાત. ૧૪૫
ઓ ચાબુકના અધિપતી, ચિતથિ ન કરજે ચૂક,
ઉઠાડ મંડળિ ઊંઘથી, ચમકાવી ચાબૂક. ૧૪૬
જઇ જામે જમશેદ તું, શુભ ભાષણનો સાર;
કહે તારા* નામેરીને, ચિતમાં કરે વિચાર. ૧૪૭

* જમશેદજી જીજીભાઇ બારોનેટ.

દર્પણ નામે દોસ્ત તું, જન મંડળી જગાડ;
હાલ અવસ્થા હિંદુની, ડહાપણથી દેખાડ.' ૧૪૮

પ્રભાકર પત્રને વિનતિનો.

## સવૈયો.

'જ્ઞાન પ્રકાશ અવાસ અવાસ કરી,
કર નાશ અજ્ઞાન અંધારૂં;
શિંઘ ઉડાડ ઉઠાડ મહાબળિ,
મંડળિસિંહ મહા જુદ્ધ સારૂ:
ઉદ્યમસ્થાન નિરૂદ્યમિને,
દરશાવ શુણી પરણીપત મારૂં;
સાર્થક નામ સદા કરિ લે તું,
પ્રભાકર પત્ર પ્રભાકર તારૂં.' ૧૪૯

શ્લેષાલંકાર.

## સવૈયો.

દેશ પ્રજા દિલને દહનાર, ઉઠયો ઉત્પાત સમુદ્રથિ ગાજી;
લક્ષ્મી હરી પર લોક ગયા લઇ, કોણ હળાહળ લે થઇ રાજી?
આજ ધુરંધરતા ધરિ લે કુણ, આ જગનો બનિ માત પિતાજી?
રક્ષણ વિશ્વવિચક્ષણ તે, કહાં આજ ગયા મહારાજ શિવાજી? ૧૫૦

## નારાચ છંદ.

શુણી સ્વદેશિ સર્વ આ વિચાર ચિત્ત રાખજો,

સભા વિષે સદાય ભાવ આજ રીતે ભાખજો;
કરી ઉપાય ક્રોડ મંડળીકને જગાડવો,
પછી સ્વદેશમધ્ય જંત્રખાન લાવિ પાડવો. ૧૫૧
કપાસને કરોડ જોર આપવું સુધારિને,
વિશેષ તો સ્વદેશ જોર એ થકી વિચારિને;
ઘણી દુકાન ચીનમાં વિલાતમાં ચલાવવી,
તથાપિ ત્યાંની રીત રોજગાર મધ્ય લાવવી. ૧૫૨

## દોહેરો.

કદી કહેશો "તે કશું, નથી અમારૂં કામ;"
સાચું તોપણ આ સભા, દિલ ખોલ્યાનું ઠામ. ૧૫૩
મંડળિ આ મળવા થકી, કોટિ થશે ઉપકાર;
જ્ઞાન પ્રભાકર પ્રગટશે, હિંદુ દેશ મોઝાર. ૧૫૪
રૂડા દેશ ગુજરાતમાં, જોડ વર્ષમાં જેમ;
*એ પુસ્તકશાળા બની, બનશે અદકી એમ. ૧૫૫

## છપ્પો.

પુસ્તકશાળા થકી, નકી અજ્ઞાનજ ટળશે;
સમય સમયપર શુદ્ધ સભા સજ્જનની મળશે;
માસ માસમાં નવિન, પ્રવિણ જન ભાષણ કરશે;

* અમદાવાદમાં તથા સુરતમાં.

શ્રોતા વધશે સદા, સકળ જન એમ સુધરશે,
પછિ જાણશેજ રાજા પ્રજા, વર્તમાન લેઇ વાંચશે;
વળિ વિગતે વાત વિચારશે, પાંચ મળ્યા તો પાંચશે. ૧૫૬

## કવિત.

જન સુધારાનું મૂળ જાણવી વિદ્યા જરૂર;
વિદ્યાનું છે મૂળ શાળા પુસ્તકોની પાઠની;
પાઠની પુસ્તકોની શાળાઓને સહાય કરો,
કરો પરમારથ મળાવી મૂડી ગાંઠની;
તારશે અજ્ઞાન નદી તમારી પ્રજાને તેહ,
પ્રૌઢ નદીપાર હોડી કરે જેમ કાઠની;
આજથી ઉદ્યોગ જ્યારે આરંભશો અહોનિશ,
સુધરશે સર્વ પ્રજા વર્ષ મધ્ય સાઠની. ૧૫૭

જે પાપથી હિંદુસ્તાનની લક્ષ્મી સમુદ્રમાં પડી તેનો,

## છપ્પો.

સંપત્ઋષી એક સમે પધાર્યા પૂના માંહી;
રાજા બાજીરાજ, કિધું સન્માન ન કાંહી;
ચડયો ક્રોધ ઋષિ ચિત્ત, ભૂપનો ધનમદ ભાળી,
શાપ દિધો ઋષિ આપ બજાવી હાથે તાળી;
"સાગરમાં હિંદુસ્તાનની, પડો લક્ષ્મી આ પાપથી!"

પછિ તરત લક્ષ્મી જઇ ત્યાં પડી, સંપત્રૃષીના શાપથી. ૧૫૮

લક્ષ્મી મળવાનો ઉપાય.

મુસલમાન ને હિંદુ, શુણો મુજ દેશિ સમસ્તો,
કહિયે કાળો નાગ, ચીન વીલાયત રસ્તો;
તેનું કરો નેતરૂં, રવૈયો *બોટ બનાવો,
સાગર મંથન કરી, ફરી લક્ષ્મી ઉપજાવો;
નર હિંમતવાન સુખે રહો, પુંછડે જે ડર પાય છે, (ડરેછે)
લક્ષ્મી મળવાનો અસલથી, એકજ એ ઉપાયછે. ૧૫૯

દોહરો.

જે દિન જાગે મંડળિક, દેશ તણું દુઃખ જાય;
બાવણુ પરિપૂરણ થયું, જય બોલો જગરાય. ૧૬૦

## पुष्पिताग्रा.

मुँनि नभं नवं भूं मिताब्दकोपे,
कृतशकस्य हि विक्रमाजितस्य ;
भवतु शुभदमत्र भाषणं मे,
मननतिथौ ज्ञदिवह शुक्लपक्षे.‡

* આગબોટ. ‡સંવત્ ૧૯૦૭ના પોશ સુદ ૧૩ બુધવાર.

## ગરબી.

દેશી મિત્રો, દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું,
કાંઇ કાજ કરો રાજ નવલ આવ્યુંછે હુંનર નરેશનું-ટેક.
દોલત ગઇ પરદેશી હાથે,
તે મોટી ભુલ તમો માથે,
તમે સંપ ન રાખ્યો કોઇ સાથે, દેશી મિત્રો૦ ૧
આ વખત જુવો તમે વિચારી,
નિર્ધન થઇ બેઠાં નરનારી,
કંઇ ધુળ મળ્યા ધંધાધારી, દેશી મિત્રો૦ ૨
તમે દિવસે સુવું દૂર ધરો,
ભલી વિદ્યાના ભંડાર ભરો,
હવે જાગૃત થઇ કાંઇ જુક્તિ કરો, દેશી મિત્રો૦ ૩
તમે સગાં કુટુંબમાં સંપી ફરો,
વળિ દેવાદાર થતાંજ ડરો,
તમે નિત્ય ઘટાડો નાતવરો, દેશી મિત્રો૦ ૪
ધન મળતાં તરત ગરવ છાંડો,
તમે મોટાં કારજ નવ માંડો,
ગુણ સમજો મદ મેલો ગાંડો, દેશી મિત્રો૦ ૫
સુધરાઇનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યમમાં અહોનિશ રાખો,
શિદ "ભાગ્ય લખ્યું થાશે" ભાખો? દેશી મિત્રો૦ ૬

પડતર પૃથ્વી તે ખેડાવો,
ઉગશે જે ત્રણ વખત વાવો,
નિરઉદ્યમી ઉદ્યમમાં લાવો, દેશી મિત્રો૦ ૭
અદાલત અરજી અળસાવો,
લુચ્ચાઓને લાંચ ન સોંપાવો,
દો ચુકવી ઘરમેળે દાવો, દેશી મિત્રો૦ ૮
તમે ચીન વિલાયત ભણિ ચાલો,
ઉસકેરીને હિંમત આલો,
દ્રિક સમજે વેહેમ તજો હાલો, દેશી મિત્રો૦ ૯
લક્ષ રાખીને ધંધે લાગો,
શિદ ભડકીને પાછા ભાગો?
મહા પ્રભુની પૂરી મદદ માગો, દેશી મિત્રો ૧૦
વળિ હૈયામાં હિંમત આણો,
જન સઘળાંને સરખાં જાણો,
શિદ તુચ્છમતીથી મત તાણો ? દેશી મિત્રો૦ ૧૧
પરદેશી હુંનર પ્રકટ હરો,
સંચા ને જંત્રો સિદ્ધ કરો,
દલપતની વિનતિ દીલ ધરો, દેશી મિત્રો૦ ૧૨

**સમાપ્ત.**

# જાહેર ખબર.

અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસમાં ઘણી જાતના ઉપયોગી અને મનોરંજક પુસ્તકો વેચાય છે. એમાંનાં કેટલાંક પુસ્તકો સોસાઇટીએ પોતે પ્રકટ કરેલાં છે, અને કેટલાંક બીજા માણસોએ છપાવેલાં આશરે ૫૦૦ ઊંચા પ્રકારનાં મળે છે. **સોસાઇટીએ પ્રકટ કરેલાં** પુસ્તકો દશથી પચાશ રૂપિયાનાં સામટાં રોકડેથી ખરીદ કરનારને સેંકડે દશ ટકા કમીશન મળે છે, પચીશ રૂપિયાનાં અને તેથી વધારે કિંમતનાં સોસાઇટી- પ્રકટ કરેલાં પુસ્તકો લેનારને સેંકડે વીશ ટકા કમીશન મળે છે, તથા ટપાલ ખર્ચ થાય તો તે પણ સોસાઇટી આપેછે. બીજા માણસોનાં પુસ્તકો લેનારને કમિશન કે ટપાલખર્ચ કંઇ મળતું નથી. વિગતવાર હકીકત સાથેની તમામ પુસ્તકોની નામ તથા કિંમત સહિત છાપેલી યાદી જેમને જોઇતી હોય તેમણે પોસ્ટેજની છ પાઇ મોકલવી, એટલે મફત મોકલવામાં આવશે. પુસ્તકો સંબંધી કામકાજના કાગળપત્ર તથા પૈસા **'આસિસ્ટંટ સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અમદાવાદ'ને** નામે મોકલવા.

---

# बुद्धिप्रकाश.

## માસિક ચોપાનિયું.

**કિંમત વર્ષે રૂ. ૧॥—પોસ્ટેજ માફ.**

**મોટાં કદનાં ૩૨ પૃષ્ઠનું આ ચોપાનીયું** ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી દર માસે પ્રસિદ્ધ થાય છે. એમાં વિદ્યા, સાહિત્ય, હુન્નર, નીતિ, સાંસારિક સુધારો, વગેરે ઉપયોગી બોધક અને મનોરંજક વિષયો ઉપર જૂદા જૂદા લખનારા તરફથી મૂળ, ભાષાંતર અને અનુકરણ રૂપે ગદ્યપદ્યાત્મક લખાણ આવે છે.

દશ કે વધારે નકલ સામટી મંગાવનારને સેંકડે દશ ટકા કમીશન આપવામાં આવે છે.

પત્ર વ્યવહાર **"ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના આસિ. સેક્રેટરી."** અથવા **"બુદ્ધિપ્રકાશના મેનેજર"** ના નામથી કરવો.

